પણ તેણી રાખતી હતી. *(તબ્કાત ઈબ્ને સઅદ : ૮/૩૦૦)*

આ પ્રકારની ઘણી બધી રિવાયતો મૌજુદ છે. એટલે ઈસ્લામી કાયદાવિદો (ફુકહા) એ બાબતે સર્વસંમત છે કે, ખરીદ-વેચાણ કરવા માટે એ જરૂરી છે કે, માણસ પુખ્તવયનો તથા સભાન અવસ્થામાં હોય, પરંતુ એ જરૂરી નથી કે તે પુરૂષ જ હોય. સ્ત્રીઓ પણ શરીઅતની હદોમાં રહીને કોઈ પણ વસ્તુ ખરીદી કે વેચી શકે છે. અથવા પોતાના પ્રતિનિધિ કે વકીલના માધ્યમથી ધંધો-વ્યાપાર કરી શકે છે.

એ બાબતે પણ સર્વસંમતિ પ્રવર્તે છે કે, ખેતી કે બાગાયત માટે પુરૂષ હોવું જરૂરી નથી. સ્ત્રીઓ શરઈ હદોની જાળવણી કરતાં પોતે પણ ખેતી કરી શકે છે, ફુલછોડ ઉછેરી શકે છે અથવા મજૂરો દ્વારા પણ આ કામ કરાવી શકે છે. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તબૂક યુદ્ધ માટે જઈ રહ્યા હતા. આપ (સલ.)એ વાદિએ કુરા (એક ખીણનું નામ) ખાતે એક સન્નારીને જોઈ, જે પોતાના બગીચામાં કામ કરી રહી હતી. આપ (સલ.)એ ઝકાતની માત્રાનો અંદાજો કાઢવા માટે બગીચાના ઉત્પાદનનો કયાસ કાઢ્યો. આ હદીષથી એ પણ જાણવા મળે છે કે, તે બગીચો પેલી સ્ત્રીનો જ હતો અને તે પોતે જ તેની દેખરેખ કરી રહ્યા હતા. *(બુખારી શરીફ)*

સ્ત્રીઓ માટે એવા હુન્નર ઉદ્યોગ જે તેમની લાયકાત મુજબ હોય અને જેમાં શરીઅતની હદોનું ઉલ્લંઘન ન થતું હોય, તો એ પણ જાઈઝ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદની પત્ની કંઈક હુન્નર જાણતા હતા. ખુદ હઝરત અબ્દુલ્લાહ (રદી.) બેરોજગાર હતા. તેણીએ અલ્લાહપાકના રસૂલ (સલ.)થી પૂછ્યું કે, હું મારી કમાયેલી રકમ અબ્દુલ્લાહ તથા તેમના બાળકો પર ખર્ચી નાખું છું એટલે સદકો કરી શકતી નથી. તો શું તેની પર મને સવાબ મળશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ આપ્યો કે, તમને આનો પણ સવાબ મળશે. આ રિવાયત હદીષની વિવિધ કિતાબોમાં ક્યાંક ટૂંકમાં તો ક્યાંક વિગતે નોંધવામાં આવેલ છે. *(બુખારી, કિતાબુઝઝકાતઃ ૧૪૬૬, મુસ્નદે અહમદ : ૩/૫૦૩, મુસ્લિમ : ૨૩૧૮, તબ્કાત ઈબ્ને સઅદ : ૮/૨૯૦)*

હઝરત સઅદ બિન સહલથી રિવાયત છે કે, એક સ્ત્રીએ અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં કિનારી ભરેલી ચાદર પેશ કરી અને કહ્યું કે, હે અલ્લાહપાકના રસૂલ ! આ મેં મારા હાથથી ભરી છે. *(બુખારી શરીફ : ૧૨૭૭)* એવી જ રીતે કેટલીક સ્ત્રીઓ આપના કાળમાં ખંજર બનાવતી હતી એવો ઉલ્લેખ જોવા મળે છે. વર્તમાનકાળમાં જે કોમ્પ્યુટર તથા ઈલેક્ટ્રોનિક મશીનોનો કાળ છે, એવા ઘણા બધા વિભાગો સર્જાયા છે, જેમાં સ્ત્રીઓ શરઈ હદો તથા સ્ત્રીત્વલક્ષી તકાદાઓની જાળવણી સહિત કામ કરી શકે છે.

આવકનું એક સાધન ભાડા પેટે આપવાનું છે. અર્થાત્ પોતાની વસ્તુ ભાડે આપી વળતર મેળવવામાં આવે. આમ કરવું સ્ત્રીઓ માટે બિલ્કુલ બરાબર છે. એટલા માટે કે ભાડે આપવા માટે પુરૂષ હોવું જરૂરી નથી. જેવી રીતે પુરૂષ પોતાની માલિકીની વસ્તુ ભાડે આપી શકે છે, એવી જ રીતે એક સ્ત્રી પણ પોતાનું મકાન, દુકાન અથવા ગાડી વગેરે ભાડે આપી શકે છે. આનું બીજુ પાસુ એ છે કે, સ્ત્રી ખુદ કોઈ કામની જવાબદારી ઉપાડીને તેનું વળતર મેળવે. બીજા શબ્દોમાં નોકરી કરવામાં આવે. આ પણ સ્ત્રીઓ માટે જાઈઝ છે. એ શરતે કે શરઈ હદોની સાચવણી સાથે હોય. યાને કે પરદા સબંધી અહકામ પર અમલ કરવામાં આવે અને નોકરીના સ્થળે કોઈ પુરૂષ સાથે એકાંત કે અન્ય પુરૂષો સાથે હળવા-મળવાની સ્થિતિ ન સર્જાય. બીજી શરત એ કે નોકરી જો શાદી પહેલાં હોય તો પિતાની અને શાદી પછી હોય તો પતિની પરવાનગીથી કરવામાં આવે. એટલા માટે કે ઈસ્લામી કાનૂન-વિદોએ મજૂરી કે નોકરી કરવા માટે પુરૂષ હોવાની શરત રાખી નથી, બલ્કે એ બાબતે બધા જ ફુકહા (ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ) સંમત છે કે, જે સ્ત્રીને વધુ પ્રમાણમાં દૂધ આવતું હોય, તે વળતર (મજૂરી) લઈને અન્ય બાળકને દૂધ પિવડાવી શકે છે. *(મજમઉલ અન્હુર : ૧/૪૯૭, વિલાયતુલ મર્અતિ ફિલ ફિકહિલ ઈસ્લામી, હાફિઝ મુહમ્મદ અનવર : ૪૮૦-૮૧)*

સારાંશ કે, શરીઅતે સ્ત્રી પર કમાવવાની જવાબદારી રાખી નથી, પરંતુ જો કોઈ સન્નારી શરીઅતના આદેશોની જાળવણી કરતાં શાદી પહેલાં પિતા

તથા શાદી પછી પતિની પરવાનગીથી કોઈક રીતે રોજી-રોટી રળવા માંગે અથવા પતિએ તેને તરછોડી દીધી હોય, તે તેની તથા બાળકોની જરૂરિયાતનો પ્રબંધ ન કરતો હોય તેવી સ્ત્રી પોતાની જરૂરિયાત પૂરી કરવા માટે રોજી-રોટી રળે તો તેની પરવાનગી આપવામાં આવે છે. આ સ્થિતિમાં સ્ત્રી પોતાની કમાણીની પોતે જ માલિક હશે, પતિ માલિક નહીં બને. સૌથી મહત્વપૂર્ણ બાબત તો એ કે, પત્ની કમાય છે છતાં પતિ ઉપર તેનો તથા તેના બાળકોનો નિભાવખર્ચ વાજિબ (જરૂરી) રહેશે. પત્ની પતિ પાસેથી ખર્ચો ન લે એ જુદી વાત છે.

ધંધા-વ્યાપારના કેટલાક સ્વરૂપો એ છે, જેમાં પરોક્ષ રીતે મૂંડી રોકાણ કરવામાં આવે છે અને નફો મેળવવામાં આવે છે. આ સંદર્ભે ત્રણ સ્વરૂપો વધારે મહત્વપૂર્ણ છે :

(૧) એકનો પૈસો, બીજાની મહેનત (મુઝારબત).
(૨) ભાગીદારી (શિર્કત).
(૩) ખેતીવાડી (ઝિરાઅત).

મુઝારબતમાં એક માણસની મૂંડી હોય છે અને બીજાની મહેનત. શિર્કત (ભાગીદારી)માં બે કે તેથી વધારે માણસોની મૂંડી હોય છે અને નફો તેમની વચ્ચે વહેંચાય છે. અને મુઝારઅત એ છે કે, એક માણસ ખુદ ખેતી કરવાના બદલે ખેતર કોઈ ખેડૂતને આપી દે અને બટાઈ ઉપર તેની સાથે નફા વહેંચણીનો મામલો નક્કી કરી લે.

આ ત્રણેય સ્થિતિઓ એવી છે કે, કામમાં ભાગ લીધા વગર માણસ નફો મેળવી શકે છે. સ્ત્રીઓ માટે મૂંડી રોકાણના આ ત્રણેય રસ્તાઓ ખુલ્લા છે. તે પોતાનો માલ (મૂંડી) વર્કિંગ પાર્ટનર (મુઝારિબ)*(અલ મુદવ્વનતુલ કુબરા : ૪/૩૮)*ને આપીને તેનાથી નફો મેળવી શકે છે. તે કોઈ વ્યક્તિ કે કંપની સાથે મૂંડી રોકાણ કરી ભાગીદાર બની શકે છે અથવા શેર ખરીદી શકે છે. તે પોતાની જમીન (ખેત) બટાઈ પર આપીને ઉત્પાદન સ્વરૂપે નફો મેળવી શકે છે. કારણ કે મૂંડી રોકાણના આ ત્રણેય સ્વરૂપોમાં મૂંડી રોકનારનું

પુરૂષ હોવું જરૂરી નથી, સ્ત્રીઓ પણ આ રીતે મૂંડી રોકી શકે છે.

જો શરીઅતના ઉપરોક્ત આદેશોને નજર સમક્ષ રાખવામાં આવે તો જાણવા મળે છે કે, સ્ત્રીઓ માટે ઈસ્લામમાં રોજી કમાવવાના ઘણા બધા રસ્તાઓ ખુલ્લા છે. સામાન્યપણે એમ સમજવામાં આવે છે કે, ઈસ્લામે સ્ત્રી-પુરૂષ વચ્ચે મેળમેળાપની મનાઈ ફરમાવી છે. એ કારણસર સ્ત્રીઓ માટે રોજી-રોટી કમાવવાના માર્ગો મર્યાદિત બની ગયા છે, પરંતુ વાસ્તવિક્તા આ નથી. વાસ્તવિક્તા એ છે કે, આ સીમાબંધીના કારણે સ્ત્રીઓ માટે તકો વધી ગઈ છે. દા.ત. શિક્ષણ તથા આરોગ્યને જ લઈ લો. જો સહશિક્ષણની જગ્યાએ છોકરીઓ માટે જુદી સ્કુલો, કોલેજો સ્થપાયેલી હોય અને તેમાં માત્ર ટીચરો (શિક્ષિકાઓ) જ ભણાવી શકશે એવો કાનૂન હોય તો ચોક્કસ જ તેના કારણે શિક્ષિકાઓની જરૂરિયાત વધી પડશે અને તે શિક્ષિકા કોઈ પણ જાતના માનસિક દબાણ કે તણાવ વગર પોતાનું શૈક્ષણિક કાર્ય કરી શકશે. એવી જ રીતે જો સ્ત્રીઓ માટે જુદી હોસ્પિટલો સ્થાપવામાં આવે તો સ્ત્રી ડૉક્ટરો, નર્સો તથા અન્ય લેડીઝ સ્ટાફની જરૂરિયાતમાં સારો એવો વધારો થઈ જશે. આવી જ સ્થિતિ જીવનના બીજા ક્ષેત્રોની પણ છે. એટલે સચ્ચાઈ એ છે કે, પરદાનો આદેશ અને સ્વતંત્રતાપૂર્વક પરસ્પર મેળ-મેળાપની મનાઈના લીધે સ્ત્રીઓ માટે રોજી કમાવવાની તકો વધશે, ઘટશે નહીં.

ઈસ્લામમાં વારસાઈ હકના અન્યાયની વાત કરનારાઓને આપણે હિંમતપૂર્વક કહી શકીએ છીએ કે, ઈસ્લામ સિવાય દુન્યાના તમામ ધર્મો અને તમામ બંધારણો તથા તમામ જુની અને નવી વ્યવસ્થાઓએ ઔરતને જીવિકાની દૃષ્ટિએ કમઝોર જ રાખી છે, અને તેણીને માટે કોઈ વિશ્વાસપાત્ર વ્યવસ્થા કરી નથી. તેણી જીવિકાના પ્રશ્ન પર હંમેશા નિરાધાર રહી અને પોતાની હાજતમંદીને કારણે અન્યોની ગુલામ અને ઓશ્યાળી બની રહી.

સ્ત્રીઓના સૌથી વધારે શુભેચ્છક અને વર્તમાનયુગના સ્ત્રીઓના બહુ જ હમદર્દ અને મહાન પ્રતિનિધિ યુરોપે સ્ત્રીઓનો જીવિકા વિષયક ઉકેલ આ કાઢ્યો છે કે, એ કોમળ જાતિને શ્રમજીવીઓની લાઈનમાં લાવીને ઉભી

કરી દીધી, અને તેણીને પુરૂષોની જેમ કમાણી કરનારી વ્યક્તિ બનાવી દીધી. હવે બિચારી ઔરત છે કે, ફેક્ટરીમાં, કારખાનામાં, હોટલમાં, બજારમાં, દુકાનમાં રોઝી કમાવવા માટે પુરૂષોની જેમ કામ કરી રહી છે અને કહેવામાં આવી રહ્યું છે કે, અમે સ્ત્રીઓ ઉપર ઉપકાર કર્યો છે કે, તેણીઓને પુરૂષોની બરાબર સમાન બનાવી દીધી ! હવે પુરૂષો સાથે ખભાથી ખભા મિલાવીને કામ કરે છે અને પુરૂષોથી કોઈ રીતે પણ પાછળ નથી. યુરોપ તો કહે જ છે કે, જેવી રીતે પુરૂષોને પેટ ભરવા માટે કમાવવું પડે છે, તેવી જ રીતે સ્ત્રીઓએ પણ પોતાનું પેટ ભરવા માટે કમાવવું જોઈએ. જ્યારે ઈસ્લામી કાયદાએ તેના તથા તેની ઔલાદના જીવનનિર્વાહની, રહેવાની બધી જવાબદારી તેના પતિના સિરે નાંખીને તેણીને ઘરની 'મલિકા' (રાણી) બનાવી દીધી છે.

એટલું જ નહીં, પણ ઈસ્લામે સ્ત્રીઓની જીવિકા વિષયક હેસિયતને આ રીતે અધિક પ્રબળ બનાવી દીધી છે કે, ઔરતને વારસાહકની દૃષ્ટિએ વિશાળ હકોની માલિક બનાવી દીધી. જેઓ ઈસ્લામના વારસાઈ નિયમોને અન્યાયી કહેતા થાકતા નથી, તેઓ જુએ કે ઈસ્લામી નિયમોને આધારે તેણી પુત્રી તરીકે માં-બાપ પાસેથી વારસાહક પ્રાપ્ત કરે છે. વળી, તે બહેન તરીકે પોતાના ભાઈ તથા બહેનના વારસામાંથી હિસ્સો મેળવે છે. તેણી માં તરીકે પોતાની ઔલાદના વારસામાં હિસ્સો પામે છે. તે પત્ની તરીકે પોતાના પતિના વારસામાં હિસ્સો પામે છે. એ જ પ્રમાણે બીજા નજીકના સગાઓ પાસેથી ભાગ પ્રાપ્ત કરે છે. તે ઉપરાંત પતિ પાસેથી મિહૂ પામે છે અને જે કંઈ તેના હિસ્સામાં આવે છે, તેની તે એવી રીતે માલિક બને છે કે, તેના ઉપર કબ્ઝાનો કે તેના ઉપયોગનો તેણીને પૂરો અધિકાર રહે છે. તેમાં ન તો માં-બાપને દખલ દેવાનો અધિકાર છે, ન પતિને અધિકાર છે કે તે દખલ દે. ન અવલાદને અધિકાર છે કે તે દખલ દે. તેણી પોતાના માલ અને જાયદાદ પર સંપૂર્ણ અધિકાર ધરાવે છે કે, જે રીતે ચાહે તેનો ઉપયોગ કરે અને જે રીતના વ્યાપારમાં લગાવવા ઈચ્છે, લગાવી દે. જે જાતની મિલ્કત ખરીદવી હોય, ખરીદે. અને પોતાની જે મિલ્કતને વેચવી હોય તેને વેચી દે.

બેશક, ઔરતોના જીવિકા વિષયક પ્રશ્નના ઉકેલ માટે જે માર્ગ ગ્રહણ કર્યો છે, તે આજે પણ યુરોપના બીજા કોઈ પણ ધર્મ કે બંધારણના ઉકેલથી અધિકઅંશે પ્રબળ અને સંતોષકારક છે. જેનો સ્વીકાર યુરોપીયન સંશોધકોએ પણ કર્યો છે.

ફ્રાન્સીસી સંશોધક **ડોક્ટર લી બોન** "તમદ્દુને અરબ"માં લખે છે કે, "તેણે (એટલે ઈસ્લામે) ઔરતોની સાંસ્કૃતિક હાલત અને તેના દરજ્જાને ઘણી જ પ્રગતિ આપી છે. દા.ત. કુર્આનના વારસાઈ હુકમો જેમનું ઉપર વર્ણન થયું છે, યુરોપના કાનૂનના મુકાબલામાં ઔરતોના હકમાં વધારે હિતકર છે." *(પેજ-૩૬૮)*

વળી, એની સાથે જ ઈસ્લામે રાત-દિવસના 'નફકહ' (ખાવા-પીવા, રહેવા)ના મામલામાં ઔરતોને એવી રીતે નચિંત બનાવી દીધી છે કે, તેણી જ્યાં સુધી પતિવાળી થતી નથી, ત્યાં સુધી તેનો 'નફકહ' તેના વાલીના માથે હોય છે. ચાહે તે બાપ હોય કે ભાઈ હોય કે બીજો કોઈ હોય. અને જ્યારે તે પતિવાળી થઈ જાય છે, તો તેનો નફકહ તેના પતિ પર વાજિબ છે. ખુલાસો આ કે, તેણી જ્યાં સુધી પિયરમાં રહે, જીવિકા મેળવવાની ચિંતાથી નચિંત રહેશે. ઈસ્લામે અર્પેલી સર્વાંગી સહુલતોના બદલામાં અન્ય કૌમોએ આ ૨૦મી સદીમાં ઈસ્લામની 'વારસા પ્રથા'ને પોતાના પ્રચાર દ્વારા અન્યાયી બતાવવા માટે ઔરતને સરખો વારસાહક આપ્યો છે તે ઉપર અમુક નૂતન સંસ્કૃતિવાળા આ દાવો કરવા લાગ્યા છે કે, અમેરિકા અને યુરોપની સ્ત્રીઓને વધારે હકો મળ્યા છે.

પરંતુ એ દાવો નર્યો દંભ અને ભ્રમ છે. ત્યાં તેણીઓને જે કહેવાતા વધારે હકો મળ્યા છે, તે **'તલાક'** અને **'હરવા-ફરવા'** ઉપરાંત **'નિર્લજ્જ મનોરંજન'**ની સંપૂર્ણ સ્વતંત્રતાના હકો છે. અને તેની સાથે જ તેણીઓ ઉપર એવી વધારે જવાબદારીઓ નાંખેલી છે, જે તેમની નારી જાતની મૂળ પ્રકૃતિ સાથે મેળ ખાતી નથી. વળી, તેણીઓને જે કંઈ આપવામાં આવ્યું છે, તે સંસ્કૃતિ અને સામાજિકતાના એક એવા વાડામાં બંધ કરીને

આપવામાં આવ્યું છે કે, જ્યાં તેણીઓની સર્વશ્રેષ્ઠ અને અતિ મૂલ્યવાન 'મતા' એટલે કે 'સંયમ અને સતીત્વનું રક્ષણ' અશક્ય બની ગયું છે. જ્યાં હકારાત્મક અને નકારાત્મક એવા સાધનો અને કારણો ભેગા કરી દેવામાં આવ્યા છે કે, પોતાના સતીત્વ, સદાચારિતા કે પવિત્રતા જેવી અમૂલ્ય વસ્તુઓની કદર જ દિલમાંથી નીકળી જાય અને છતાંય એટલા મહાન નુકસાનને કોઈ મોટું નુકસાન સમજવામાં આવે નહીં. એવી નિર્લજ્જ સ્વતંત્રતાનો કશો જ અર્થ ખરો ?

સારાંશ કે, તેણીઓને સંયમ, સદાચારિતા તથા ચારિત્ર્યશીલતાના મૂલ્યોથી વંચિત કરીને તેમની કમઅકલી તથા નિર્બળતાને પુરૂષોની મનેચ્છા-ઓને માટે આડ બનાવીને તલાકનો હક પણ તેમને આપી દેવામાં આવ્યો. કેમકે તે ખુશ થઈ જાય કે ખરેખર અમે પુરૂષોની બરાબર છીએ. પરંતુ પરિણામ શું નીકળ્યું ? દાંપત્યજીવનનો ભયાનક વિનાશ, નિકાહોથી વધારે તલાકો, કાયદાનું પેટ ભરવા માટે ખોટા દોષારોપણો ઉપજાવવા, નિર્લજ્જતા અને અશ્લિલતાનો ફેલાવો, કત્લ અને આપઘાતો !

શું શિક્ષિત લોકોથી તે પ્રમાણિત રિપોર્ટો ગુપ્ત છે ? જે વખતોવખત તે દેશોની સામાજિક અને દાંપત્યજીવનની હાલતોના આંકડાઓ લઈને પ્રગટ થાય છે ? શું ત્યાંના વર્તમાનપત્રો, સામયિકો, કિતાબો, ફિલ્મો અને સઘળા કલ્ચરલ સાધનો આ નથી બતાવતા કે, ત્યાંના સંયમ અને સતીત્વના વર્તુળોમાં અવ્યવસ્થા અને અરાજકતા પ્રસરી ચૂકી છે અને ભૂકંપ વ્યાપી ચૂક્યો છે ?

## સમાન કૌટુંબિક ધારો લાવવા પાછળ હિંદુ માનસનું ષડયંત્ર

**વી. ટી. રાજશેખર** (તંત્રી : દલિત વૉઈસ, બેંગ્લોર)

ભારતનો શાસક વર્ગ જે પણ હોય, પોતાની ખામી, કમજોરી અને સળગતા પ્રશ્નોથી જાહેર જનતાનું ધ્યાન હટાવવા કે ચૂંટણી નજીક હોય ત્યારે મતોનું ધ્રુવિકરણ કરવા એવા એવા પ્રશ્નો ઉભા કરે છે, જેનાથી દેશને લાભ થવાને બદલે સરવાળે નુકસાન જ થાય છે. આવા પ્રશ્નોને હવા આપવા

જનતાને ઉંધા ચશ્મા પહેરાવી અબજો રૂપિયાનું આંધણ કરાવી નાંખે છે. પોતે સરકાર પ્રેસ અને ઈલેક્ટ્રોનિક મિડીયા અર્થે એના માટે હજારો કરોડ રૂપિયા જાહેરાત પાછળ ખર્ચી નાંખે છે. એને ગરીબી, બેકારી, કુપોષણ, શિક્ષણ, બેરોજગારી, રોડ, વાહન વ્યવસ્થા, ઈલાજ, ઉપચાર, ખેડૂતોના પ્રશ્નો અને જનતાને સુખ-સગવડ આપવાનું સુઝતું નથી. મુસ્લિમ સ્ત્રીઓને શિક્ષણ, ઘડતર, નોકરી, રોજી-રોજગાર તો અપાતો નથી, પણ ધર્મને નિશાન બનાવી બિનજરૂરી અને પૂર્વગ્રહયુક્ત પ્રશ્નો ઉભા કરી એની દયાનો દેખાવ કરી મગરના આંસૂ વહેવડાવવાનું જરૂરી લાગે છે. ત્રણ તલાક એકી સાથે દઈ લગ્ન વિચ્છેદ કરવાના મુસ્લિમ સમાજના બિનઈસ્લામી રિવાજને બહાનુ બનાવી ઈસ્લામના સાચા કાયદાઓને વગોવવાનું એણે શરૂ કરી દીધું છે. આનો હેતુ સમાજસુધાર કે મુસ્લિમ સ્ત્રીપ્રેમ નથી, પણ મુસલમાનોમાં માનસિક દબાણ ઉભું કરી એમને ભયભીત કરવાનો છે. એમને દબાવી કચડી રાખવાનો છે. એથી વધીને હિંદુ ધર્મનું સ્ત્રી શોષણ પર પડદો નાંખવાનો છે. હિંદુ ધર્મ પાસે વારસાનો કોઈ કાયદો નથી, છૂટાછેડા અંગેનો કોઈ કાયદો નથી, પતિ-પત્નીના હક્કો-અધિકારો અને ફરજ ડ્યુટીનો કોઈ કાયદો નથી. ત્યક્તા, વિધવા, વૃદ્ધ સ્ત્રીઓની સંભાળનો કોઈ કાયદો નથી, બાળલગ્ન, સતી થવાથી રોકવાનો કે સ્ત્રીની રક્ષા માટેનો કોઈ કાયદો નથી. એટલે વારે ઘડીએ અંગ્રેજોના સમયથી આજ સુધી હિંદુ સ્ત્રીઓના રક્ષણ માટે સંસદમાં કાયદા ઘડવા પડતા રહ્યા છે. અને એ એમને સ્વીકાર્ય પણ રહ્યા છે. હજુ પણ એ કાયદામાં ઘણી ઉણપો છે, જેને બદલવા હિંદુ સ્ત્રી આતુર છે. આ સુધારાઓ પણ મુસ્લિમ કાયદાઓને લક્ષમાં રાખીને કરવામાં આવ્યા છે. એને લઈ હિંદુ સમૂદાયના સાચા બુદ્ધિજીવીઓ ઈસ્લામી કાયદા હિંદુ સમાજ માટે લાવવા માંગે છે, પણ એવી સીધી વાત કરી શકતા નથી. એટલે એક દેશ એક કાયદાની માંગ કરી એની ઓથમાં મુસ્લિમ કૌટુંબિક ધારો લાગુ પાડવા માંગે છે. એના માટે મારી પાસે નીચે મુજબની દલીલો છે :

**દલીલ નંબર-૧ :**

૧૯૫૫માં હિંદુ લગ્નધારો **Hindu Marriage Act** અને ૧૯૫૬માં

હિંદુ વારસાધારો **Hindu Succession Act** નામથી કાયદા બનાવવામાં આવ્યા. જ્યારે કે ઈન્ડિયન વારસાધારો **Indian Succession Act** નામી કાયદો પહેલેથી જ અસ્તિત્વમાં હતો. જો હિંદુઓને સમાન કૌટુંબિક ધારો લાવવો જ હતો, તો આજ કાયદામાં ફેરફાર કરીને એને જ અમલ હેઠળ રાખી શકતા. દરેક ભારતીય પર એને લાગુ પાડી શકત. પછી હિંદુ ધારા શબ્દ સાથે પોતાને અન્યોથી અલગ કરવાની અને આખો નવો ધારો લાવવાની જરૂરત જ ક્યાં હતી ?

**દલીલ નંબર-૨ :**

હિંદુ ધર્મમાં લગ્ન એ રેશમની દોરીમાં મઢેલી ગાંઠની જેમ કદી ન છૂટે એવી ગાંઠ ગણાય છે. એ તો લગ્ન થયા તે થયા, હવે એ તૂટી કે છૂટી શકે જ નહીં. એ તો જનમ-જનમના ફેરા ગણાય. છૂટાછેડાથી એમને પહેલાં પણ નફરત હતી અને આજે પણ છે. છતાં અસંખ્ય તકલીફોને લઈ હિંદુ લગ્નધારામાં છૂટાછેડાની જોગવાઈ ઉભી કરવામાં આવી, પણ એને એટલું અઘરૂ બનાવવામાં આવ્યું કે, યુવાન વહુ કે પતિ જો કેસ દાખલ કરે તો એની પતાવટ થતાં થતાં બંને ઘરડા થઈ જાય. એટલે હિંદુ બુદ્ધિજીવીઓ ઈસ્લામી કાયદાથી નજીક આવવા માંગે છે. તેઓ રાજી-ખૂશીથી છૂટાછેડા લેવાનો કાયદો સ્વીકારવા માંગે છે. જેના હેઠળ લગ્નના એક વર્ષ પછી પતિ-પત્ની રાજીખૂશીથી છૂટા થવાનો હક મેળવી શકે છે. શહેરોમાં વસતી હિંદુ સ્ત્રીઓ સ્વખૂશીએ છૂટાછેડા લેવાને બદલે પોતે અલગ રહી ઘર ભાડુ અને ખાધાખોરાકી લઈને બીજા પુરૂષોનો સહવાસ મેળવતી રહે છે કે, કોઈની રખાત બની જાય છે. એને લઈ હિંદુ પુરૂષોએ બે માર્ગ ધારણ કર્યા છે :

(અ) પત્નીને સળગાવી કે હત્યા કરી બધા પુરાવાનો નાશ કરી નાંખે છે. પછી એને આત્મહત્યામાં ખપાવવા પ્રયાસ થાય છે. હિંદુ સમાજમાં નવવધૂઓના મૃત્યુ મોટાભાગે છૂટાછેડા મેળવવાની સંકડામણ અને ગૂંગળામણને આભારી હોય છે.

(બ) હિંદુ પુરૂષોએ છૂટાછેડા ન થવાની ગૂંગળામણથી બચવા બીજી શાદી કરવાનો માર્ગ કાઢ્યો છે. કોર્ટ જલ્દી છૂટાછેડાનો નિર્ણય આપતી નથી, એને લઈ એ બીજી શાદી કરી શકતો નથી. બીજી શાદી ગુપ્ત રીતે થતી હોવાથી પત્ની એને કોર્ટમાં સાબિત કરી શકતી નથી. જો એ સાબિત કરી દે, તો ગુનેગાર ઠરતી વ્યક્તિને ઈન્ડિયન પીનલ કોડ હેઠળ સઝા થઈ શકે છે. અને તે જેલ (સઝા) ભોગવવા તૈયાર પણ થઈ જાય છે. જે કોર્ટના દસ-પંદર વર્ષના ધક્કા-ફેરા ખાવા કરતાં ઓછી અને સરળ ગણી શકાય છે. ઘણી મહિલા સંસ્થાઓ એને લઈ વારંવાર પતિને સઝા કરાવવા માટે બીજી શાદીના પુરાવા પદ્ધતિમાં સરળતાની જોગવાઈ કરવાની માંગ કરતી રહે છે. જો આ માંગ સ્વીકારાય જાય તો બીજી પત્નીના હક્ક-અધિકાર અને વારસામાં એના અને એના બાળકોના હક્ક-અધિકારના પ્રશ્નો ઉભા થાય છે. એને લઈ પત્ની પતિને સઝાથી બચવા-બચાવવા પતિની બીજી પત્ની કે રખાતને લાચારીએ વેઠતી રહે છે. એને લઈ હિંદુ બુદ્ધિજીવીઓ બીજી શાદીના પુરાવાને સરળ બનાવવા, પતિને સઝા અપાવવા અને બીજી પત્નીને પહેલી પત્નીની જેમ દરજ્જો અપાવવાની માંગ કરતા રહે છે. આવું સ્વીકારાઈ જાય તો આપમેળે મુસ્લિમ કૌટુંબિક ધારો સ્વીકારેલો કહેવાય. તફાવત માત્ર એટલો જ રહેશે કે, મુસ્લિમ કાયદામાં બીજી શાદી કરવાની સઝા નથી. જ્યારે આ હિંદુ કાયદામાં સઝા પછી કાયદેસરતા મળી શકે છે.

**દલીલ નંબર-૩ :**

હિંદુ પત્નીના વ્યભિચાર, ઠંડાપણું, જીદી સ્વભાવ અને લવારાપણાંથી પતિ લાચાર અને દબાણવશ બને છે. પતિથી પત્ની વધુ ભણેલી, વધુ માલદાર, વધુ હોદ્દો અને મોભ્ભો ધરાવનાર હોય તો વધુ સાથ-સમય આપી શકતી નથી, સંતોષ આપી શકતી નથી. શાંતિ-સલામતીભર્યું જીવન આપી શકતી નથી અથવા પતિ બીજી શાદી કરવા ઈચ્છતો હોય કે કોઈ સ્ત્રીના પ્રેમમાં હોય ત્યારે પુરૂષ ધર્મ પરિવર્તન કરી બહુપત્નીત્વના ઈસ્લામી કાયદાનું શરણ લે છે અને બીજું લગ્ન કરી લે છે. હિંદુ સમુદાય અહીં વિચારે છે કે,

ધર્મ પરિવર્તન કરવાથી આવા હિંદુ પુરૂષો મનમાની કરવા છૂટ મેળવી લે છે અને કાયદાની પકડમાં આવતા નથી. તેઓ આવા પુરૂષો કે સ્ત્રીઓને સુધારવાના બદલે ઈસ્લામી કાયદાને બદનામ કરી તેને જડમૂળથી નાબૂદ કરવા પ્રયત્નો કરે છે. જ્યારે કેટલાક હિંદુઓ મુસ્લિમ કૌટુંબિક ધારાને પોતાના લાભાર્થે પસંદ કરે છે.

**દલીલ નંબર-૪ :**

મુસ્લિમ પર્સનલ લૉમાં તલાક આપવા પ્રથમ ઘણા બંધનો છે. સહનશીલતાથી બંનેએ કામ લેવું, સહકારથી કામ લેવું, સાથે સૂવાનું છોડવું, ઢોલઢપાત કરી ચેતવવું, બંને પક્ષના સારા માણસોને લવાદ પેટે બોલાવી ઉકેલ લાવવો. અંતે નિભાવ-બનાવ કોઈ પણ રીતે શક્ય ન હોય તો એક જ તલાક સંભોગ વિનાના પવિત્રતાના દિવસોમાં આપવી. હિંદુ કાયદામાં પણ આ મુસ્લિમ કાયદાથી લાભ લેવામાં આવ્યો છે. પણ ભારતીય કોર્ટના ન્યાયાધિશો આ બધું પોતાના હસ્તક લઈ નિર્ણય આપે છે અને પછી તલાક (છૂટાછેડા)ની પ્રક્રિયા શરૂ કરે છે.

**દલીલ નંબર-૫ :**

ભારતના હિંદુ સમૂદાયનું દર પાંચમું ઘર વિખરાયેલું છે. પ્રારંભિક દિવસોમાં પ્યાર-પ્રેમ જુનો થતાં જ નોકરીવાળા દંપતીઓમાં અંતર ઉભુ થવા માંડે છે. તેમનામાં ધાર્મિક પ્રભાવ-પકડ ઓછી છે, એને લઈ પુરૂષ આર્યન દેવતાઓની સંસ્કૃતિ મુજબ બીજી સ્ત્રીઓ તરફ આકર્ષાય છે. ધર્મ એને બચાવી શકે એને બદલે સમાજ બચાવવાનું કર્તવ્ય નિભાવે છે. પરિણામે તલાક-છૂટાછેડા પર અંત આવે છે.

**દલીલ નંબર-૬ :**

બંને પ્રકારના મિડીયા હિંદુઓના હાથમાં છે. એટલે મુસ્લિમ સ્ત્રીની તલાક પર બનાવટી લાગણીનો દેખાવ કરી શોર મચાવે છે. પણ રોજે રોજ તૂટતા-વિખરાતા હિંદુ ઘરોની ઘટનાઓ પર, આત્મહત્યાઓ પર, બાળી-સળગાવી દેવા પર, મારી નાંખવા પર, રખડતી કરી મૂકવા પર હોબાળો

મચાવવામાં આવતો નથી. સમાન કૌટુંબિક ધારા પાછળ હિંદુઓની ગંદી માનસિકતાનું વિશ્લેષણ કરવા પછી બહુપત્નીત્વ પર વાત કરીએ.

ભારતમાં દર છઠ્ઠું ઘર મુસલમાનોનું ઘર છે. એમ છતાં કહેવાતા હિંદુ બુદ્ધિજીવીઓ મુસલમાનને અને ઈસ્લામને અંગ્રેજ પશ્ચત્યવાદીઓના મુસ્લિમ અને ઈસ્લામ દુશ્મની પર આધારિત પુસ્તકોના લખાણોથી કે યુરોપ-અમેરિકાના પૂર્વગ્રહ આધારિત મંતવ્યોથી ઓળખે છે. (ભારતના વડાપ્રધાન જેવા જવાબદાર પણ આ પૂર્વગ્રહના આધારે બોલી ચૂક્યા છે કે, મુસલમાન ચાર પત્ની રાખી પચ્ચીસ બાળકો પેદા કરે છે.) કેટલીક હિંદુ શાળાઓમાં બાળકોને શીખવાડવામાં આવે છે કે, દરેક મુસલમાન જીવનભરમાં ૨૦ ગાય મારી ખાય છે. જો આપણે એક મુસલમાનને મારીશું, તો ૨૦ ગાય બચાવી શકીશું. લોકચર્ચા પર વિશ્વાસ રાખતા હિંદુઓ માને છે કે, મુસલમાન ખાણું ખારૂ-મોળુ થવા પર ઝટ દઈને તલાક આપતો રહે છે અને ચાર પત્નીઓ કરી તાગડધિન્ના કરે છે. જ્યારે વાસ્તવિક્તા એ છે કે, અનેક પ્રશ્નોને લઈ ૩૦-૩૦ વર્ષ સુધી મુસ્લિમ યુવક-યુવતીઓ વિવાહ કરતા નથી. ૯૫ ટકા પુરૂષો એટલા ગરીબ છે કે ચાર તો શું, એક પત્નીને મુશ્કેલીથી રાખી શકે છે. બાળકો સરેરાશ ત્રણ-ચાર ઉછેરી શકે છે. હિંદુ એ સમજી શકતા નથી કે, વિવાહ માત્ર વાસના સંતોષવા નહીં, પણ સામાજીક, શારિરીક અને ચારિત્ર્યશીલતા માટે પણ જરૂરી હોય છે. વિધવાઓ, તલાકશુદા છોકરી સંખ્યાના વધારાને સાંતરવા માટે પણ એકથી વધુ શાદી જરૂરી બને છે. ગરીબો માંગુ ન આવવાને લઈ કે અપંગ, અપાહિજની શાદી ન થતી હોવાને લઈ બીજી શાદી કરવી સમાજને સુરક્ષિત રાખવા જરૂરી બને છે. એવું ન થવાથી સ્ત્રી વ્યભિચાર, કોલગર્લ, સેલ્સગર્લ, મંદિરની દાસી, દેવદાસી કે રખાત બની જાય છે. માઓવાદ આવવા પહેલાં શંગાઈમાં આવી લાખો છોકરીઓ હતી. મુંબઈ, દિલ્હી, કલકત્તા જેવા મોટા શહેરોમાં નેપાળ, બિહાર, બંગાળ જેવા ગરીબ વિસ્તારોની હજારો હિંદુ છોકરીઓ અને હવે તો માલદાર કે કોલેજમાં જતી કે હોસ્ટેલોમાં રહેતી છોકરીઓ ખરાબ ધંધે ચઢતી રોજેરોજ પકડાતી રહે છે. આ બગાડ અટકાવવા ઈસ્લામે પ્રમાણિત

અને સભ્ય પદ્ધતિ બીજી શાદી કરવાની બતાવી છે. હિંદુઓ વાંધો લેતા કહે છે કે, ત્રણ-ચાર પતિઓ રાખવાનો આવો અધિકાર સ્ત્રીને કેમ નથી ? પાંચ પાંડવોની સંયુક્ત પત્ની દ્રોપદી હતી, એને અનુલક્ષી ભારતના કેટલાક ભાગોમાં એક માં-બાપની ઔલાદ સાથે મળીને એક પત્ની રાખી નંબરવાર ભોગવે છે. એમાં ક્યું, કોનું બાળક છે, એ વંશ જણાતો નથી અને બાળક અનેક પિતા ધરાવતું થઈ જાય છે. બ્રાહ્મણો તો પોતાના પુરૂષોને જ પવિત્ર અને બાકી સ્ત્રી-પુરૂષ ત્યાં સુધી કે બ્રાહ્મણ સ્ત્રીને પણ શુદ્ર અને નીચ સમજે છે. આ બધાને લઈ હિંદુઓને મુસલમાનોથી ઈર્ષા થાય છે. મુસ્લિમ સુખી દાંપત્યજીવનને એ નથી જોઈ શકતો એટલે મુસલમાનને પણ પોતાની મુસીબતમાં ગરકાવ જોવા માંગે છે અને મુસ્લિમ સ્ત્રીઓ સાથે અન્યાય-અત્યાચાર થતો હોવાના બરાડા પાડે છે.

ઈસ્લામે સૌ પહેલાં એ વિચાર આપ્યો કે, વિવાહ એ બંધન નહીં પણ પવિત્ર કરાર છે. જેમાં જુદા થવાની જોગવાઈ પણ છે. સૌપ્રથમ ઈસ્લામે જ ધણી અને બાપ બંનેના માલમાં સ્ત્રીને વારસાઈ હક આપ્યો. તેને માલ, નાણાં અને સંપત્તિ પર માલિકી હક આપ્યો. ઔલાદને કે કોઈને પણ આપવા ન આપવાનો સ્ત્રીને સંપૂર્ણ અધિકાર આપ્યો. તેને બાળક ન ધવડાવવા, ઘરનું કામ ન કરવા અને નોકરી ન કરવા, રોજી ન રળવાનો સંપૂર્ણ અધિકાર આપ્યો. આજનું ઘર અને ઘરની કહેવાતી જવાબદારી પરસ્પરની સમજ, સહકાર, એકબીજાને હુંફ આપી વિકાસ સાધવા અને નવી પેઢીને આગળ વધારવા માટે ભોગ-બલિદાન આપવાની ભાવનાના આધારે છે.

હિંદુ દંતકથાઓમાં ઋષિઓ, દેવતાઓએ એકબીજાની પત્નીઓ કે પુત્રીઓ સાથે વ્યભિચાર કર્યાના અને શાપિત થઈ કોપાયમાન થવાના લખાણો વાંચવા મળે છે. રામના પિતા દશરથની કાયદેસર ત્રણ ધર્મ-પત્નીઓ હોવા છતાં હજારો અધર્મ પત્નીઓ અને દાસીઓ હતી. બેવફાઈની શંકાના આધારે રામે પોતાની પત્ની સીતાને કાઢી મૂકી હતી. કૃષ્ણની પ્રિયતમા રાધા કોઈ બીજાની પત્ની હતી અને તેના લગ્ન ચાલુ હોવા છતાં કૃષ્ણલીલા ચાલુ રહી

હતી. કૃષ્ણની હજારો ગોપીઓ હતી. જેની સાથે કૃષ્ણ લીલા કરતા હતા. આર્યન દેવતા વાસનાના ભૂખ્યા હોવાના, કેટલીય પત્નીઓ રાખતા હોવાના, પત્નીને ત્યજીને રખાતો રાખતા હોવાના, વ્યભિચાર જ નહીં બળાત્કાર કરતા હોવાની ઘટનાઓ આલેખાયેલી છે. જુગારમાં પત્નીઓ હારતા હોવાના પણ કિસ્સા લખાયા છે. તમે કોઈ પણ મંદિરમાં કે ઔરંગાબાદ શહેરની બહાર આવેલી ગુફાઓ, ઈલોરા-અજંટાની ગુફાઓ, મધ્યપ્રદેશમાં ખજૂરાહોના મંદિરો, મુંબઈ પાસે આવેલા ટાપુની ગુફાઓમાં જાઓ તો પાતળી કમર, મોટા નિતંભો, ઉભરેલી છાતીઓ ધરાવતી નારીની વાસના ઉત્તેજતી મૂર્તિઓ જોવા મળશે. અમુક જગ્યાએ તો સ્ત્રી-પુરૂષના ગુપ્તાંગો પણ કોતરાયેલા જોવા મળશે. એટલે જ હિંદુ જાતિનું બીજું નામ નગ્નતા અને બિભત્સતા કહી શકાય છે. દેવતાનું ગુપ્તાંગ શિવલીંગની પૂજા થાય છે. શિવલીંગના સંખ્યાબંધ મંદિરો હોય છે. પાર્વતીના ગુપ્તાંગના આકારની વચ્ચે શિવલીંગ નીકળેલું હોય છે. જેને દૂધ, ચંદન, ગંગાજળથી અભિષેક (ધોવા) કરવામાં આવે છે. સવર્ણો ખાસ લીંગની અને પાર્વતીના ગુપ્તાંગની પૂજા કરે છે. જે એમની વાસનાભરી માનસિકતાને છતી કરે છે. સામાન્ય હિંદી ભાષામાં કુચારિત્ર્યવાન સ્ત્રી અને વિધવા માટે રાંડનો શબ્દ ઉચ્ચારાય છે. રાંડ પરથી રંડી શબ્દ બન્યો છે. દેવદાસી પધ્ધતિ આવા જ કુચારિત્ર્યતાનું બીજુ નામ છે. ઈન્ડિયન પીનલ કૉડ બનાવનાર બોર્ડ સભ્યોએ જો મુસ્લિમ કાયદાઓનો આધાર ન લીધો હોત, તો ભારતમાં વ્યભિચાર, સૃષ્ટિ વિરૂદ્ધનું કાર્ય, બહુપત્નીત્વ, જુગાર અને અશ્લિલતા ગુનો ગણાત નહીં. ક્ષત્રીયના મૃત્યુ પર તેની પત્નીએ તેની ચિતા સાથે સતી બની સળગી મરવું, બ્રાહ્મણના મૃત્યુ પર તેની પત્નીએ મુંડન કરાવી સફેદ કપડાં પહેરી ખૂણો પકડવો જરૂરી છે. પિરિયડ (માસિક રક્તસ્ત્રાવ) વેળા એને દરેક રીતે અસ્પૃશ્ય બનાવી અલગ કરી દેવાની પરંપરા એ સ્ત્રીના ગૌરવનું લાંછન છે. મુસ્લિમ પર્સનલ લૉમાં આ બધું હરામ છે. ઈસ્લામે સ્ત્રીને પુરૂષોથી વધુ હક્કો અને માન-સન્માન આપ્યું છે. ઈસ્લામે સ્ત્રીને એ સમજાવ્યું છે કે, પતિ વિના નિકાહે રખાત સ્ત્રી રાખે કે વ્યભિચાર કરતો ફરે એના કરતાં પ્રમાણિત અને

હલાલ રીતે બીજી પત્ની કરે એમાં એનું, એની ઔલાદ અને કુટુંબની ભલાઈ, ઈઝઝત, સ્વચ્છતા, પવિત્રતા અને ચારિત્ર્યતા સમાયેલા છે. અમે બુદ્ધિજીવીઓને જ્યોર્જ બર્નાડ શૉનું પુસ્તક “Getting Married”ની માત્ર પ્રસ્તાવના વાંચી જવાની સલાહ આપીએ છીએ. ઈસ્લામના બહુપત્નીત્વના આદેશથી માલ-સંપત્તિની વિશાળ પાયે વહેંચણીની ક્રિયા આપમેળે વારસા વહેંચણીના રૂપે અમલમાં આવે છે. નાણાં-સંપત્તિનો સંગ્રહ થવાને બદલે એ અનેકમાં વહેંચાઈ જઈ ફેલાતી-ફરતી રહે છે. સમાજ અને અન્ય ધર્મના દૂષણો સામે રાખી ઈસ્લામનો પૂર્વગ્રહ રાખ્યા વિના અભ્યાસ કરવામાં આવે તો એની સારપ, શ્રેષ્ઠતા અને સંસ્કારિતા આપમેળે સમજમાં આવશે.

## સમાન સિવિલ કૉડની રૂપરેખા

સમાન સિવિલ કૉડ બનાવવામાં જો સરકાર સફળ થઈ ગઈ, તો તેનું કાર્યક્ષેત્ર ફક્ત એકથી વધારે લગ્નોના પ્રતિબંધ સુધી સીમિત નહીં રહે, બલ્કે તેના કાર્યક્ષેત્રમાં લગ્ન, ખુલા, ફસ્ખે-નિકાહ અને વારસા જેવા તમામ મામલાઓ આવી જશે અને તેના સંદર્ભમાં જે સંહિતા (Code) બનાવવામાં આવશે, તે તમામ નાગરિકો પર લાગુ કરવામાં આવશે, ચાહે તે મુસ્લિમ હોય, હિંદુ હોય, ખ્રિસ્તી હોય કે પારસી. આ કાનૂન દરેક પ્રકારના ધાર્મિક બંધનોથી સ્વતંત્ર હશે. તેથી તેનો ટકરાવ કેવળ ફુકહા (ઈસ્લામી કાયદા-શાસ્ત્રીઓ)ના ઈજ્તિહાદો (સંશોધન આધારીત અભિપ્રાયો)થી જ નહીં હોય, બલ્કે તેની મારથી કુર્આન અને સુન્નતના સ્પષ્ટ આદેશો પણ નહીં બચી શકે.

સમાન સિવિલ કૉડ કયા પ્રકારના નિયમો પર આધારિત હશે, તેનો જવાબ, આમ તો તે વખતે જ મળી શકશે, જ્યારે અલ્લાહ ન કરે, સમાન સિવિલ કૉડ બનાવવાની નોબત આવશે. પરંતુ આ કૉડ, જે લાઈનો પર તૈયાર થશે, તે અજાણ અને અનિશ્ચિત નથી; કેમ કે તેનું ઘડતર બહુમતના આધારે થશે, જેમ કે સંસદમાં કાનૂન-ઘડતર માટે પદ્ધતિ નિર્ધારિત છે. આ રીતે વ્યવહારૂ રૂપે બહુમતી સંપ્રદાય જ તેનું ઘડતર કરશે, અને બહુમતી સંપ્રદાયની માનસિકતા વિશે સૌ જાણે છે કે તે એ જ લાઈન પર વિચારે છે,

જે પશ્ચિમી સભ્યતાની લાઈન છે. જેમ કે બહુપત્નીત્વની મનાઈ હોવી જોઈએ, તલાકનો અધિકાર પુરુષને નહીં, બલ્કે અદાલતને હોવો જોઈએ, વારસાના મામલામાં છોકરા અને છોકરીનો હિસ્સો બરાબર હોવો જોઈએ વગેરે; અને એ વાત બધા જાણે જ છે કે બહુમતી સમુદાયે અમુક વર્ષો પહેલાં હિંદુ કૉડ બિલ પસાર કર્યો હતો, જે હિંદુ મેરેજ એક્ટ (Hindu Marriage Act) અને હિંદુ સકસેશન એક્ટ (Hindu Succession Act)ના સ્વરૂપે અમલમાં છે. આ કાનૂનોમાં બહુમતી સમુદાયની માનસિકતા ખુલીને સામે આવી ગઈ છે. તેથી એમ કહેવું ખોટું નહીં હોય કે હિંદુ કૉડના દર્પણમાં સમાન સિવિલ કૉડનું પ્રતિબિંબ જોઈ શકાય છે. તેનું સમર્થન લંડન યુનિવર્સિટીમાં ઓરિએન્ટલ કાનૂનના પ્રોફેસર ડંકનના આ વિચારથી પણ થઈ શકે છે, જે તેમણે ઈન્ડિયન સિવિલ કૉડ વિશે વ્યક્ત કર્યો હતો. તેઓ લખે છે :

The Civil Code promised in Article 44 of the Constitution is like the “Hindu Code” of which we have spoken before, a misnomer, but a convenient one.

*(Religion Law and the State in India by J. Duncan, P. 546)*

“જે સિવિલ કૉડનું બંધારણની કલમ-૪૪ માં વચન આપવામાં આવ્યું છે, તે હિંદુ કૉડ જેવો છે, જેના વિશે અમે આનાથી અગાઉ ચર્ચા કરી ચૂક્યા છીએ; જો કે (હિંદુ કૉડ) નામની રીતે ગેરસમજ ઊભી કરવાવાળો છે, પરંતુ વિષય (સિવિલ કૉડ) આ જ છે.”

જ્યારે બહુમતી સમુદાયની માનસિકતા અને વિચારશૈલીની ખબર છે, તો તેનાથી એ આશા કેવી રીતે રાખી શકાય કે તે સમાન સિવિલ કૉડ બનાવતી વખતે આનાથી તદ્દન જુદો જ નિર્ણય કરશે ! ગૌણ બાબતો અને વિગતોમાં, સંભવ છે કે કંઈક ફરક થઈ જાય, પરંતુ સૈદ્ધાંતિક નિર્ણયો એ જ હશે, જે હિંદુ કૉડના સ્વરૂપમાં મોજૂદ છે. બીજા શબ્દોમાં હિંદુ કૉડને થોડાઘણાં ફેરફારો સાથે સમાન સિવિલ કૉડ (Uniform Civil Code)ની હેસિયત આપી દેવામાં આવશે. તેથી જરૂરી છે કે વર્તમાન હિંદુ કૉડની

સમીક્ષા કરીને જોવામાં આવે કે તે મુસ્લિમ પર્સનલ લૉથી કેટલે અંશે ભિન્ન અને વિરોધી છે.

હિંદુ મેરેજ એક્ટ-૧૯૫૫ (Hindu Marriage Act-૧૯૫૫), જેનું પ્રચલિત નામ હિંદુ કૉડ છે, હેઠળ એક પત્નીની હયાતીમાં બીજા લગ્ન નહીં કરી શકાય, જ્યારે કે ઈસ્લામ ન્યાયની શરત સાથે ચાર પત્નીઓ સુધીની છૂટ આપે છે અને આ છૂટ અનેક જરૂરતોના આધારે આપવામાં આવી છે. અમુક સંજોગોમાં બીજા લગ્નની આવશ્યકતા પડે છે. જો કોઈની પત્ની હંમેશા બીમાર રહે છે અથવા તેનાથી સંતાન નથી, તો પુરુષની સામે બે ઉપાયો રહી જાય છે - એક એ કે તે તેને તલાક આપી દે અને બીજી સ્ત્રીથી લગ્ન કરી લે, અને બીજો ઉપાય એ છે કે તેને પોતાના દાંપત્યમાં રાખીને બીજા લગ્ન કરી લે. સ્પષ્ટ છે કે પહેલા ઉપાયની તુલનામાં બીજો ઉપાય વધારે સારો છે. પરંતુ જો બહુપત્નીત્વ પર પ્રતિબંધ મૂકવામાં આવે તો લોકો પહેલો ઉપાય જ અપનાવવા માટે વિવશ હશે, અને સ્પષ્ટ છે કે આ સ્થિતિ સ્ત્રી માટે સારી નહીં હોય.

વિધવાઓના પ્રશ્નના ઉકેલ સંદર્ભે પણ બહુપત્નીત્વની છૂટ આપવી આવશ્યક છે અને સૌથી મોટી વાત એ છે કે ઈસ્લામે, જે સરાસર તકવા (સંયમ) તથા પવિત્રતાનો દીન (ધર્મ) છે, પુરુષને અનુચિત અને ગેરકાયદેસર માર્ગોથી બચાવવા માટે બહુપત્નીત્વનો માર્ગ ખુલ્લો રાખ્યો છે. તેથી આ કાયદેસર માર્ગને અવરોધવા અને બંધ કરવાનું કૃત્ય ગેરકાયદેસર અને અનુચિત માર્ગને ખોલી દેવાનું કારણ બનશે અને પશ્ચિમી સભ્યતાએ આ જ સ્થિતિ ઊભી કરી દીધી છે. કાનૂની રીતે એકપત્નીત્વ પર આગ્રહ છે, પરંતુ ગેરકાનૂની રીતે જેટલી સ્ત્રીઓની સાથે 'સંબંધો' બાંધવાનો બધા માટે અવકાશ છે, બલ્કે પશ્ચિમી સભ્યતાએ લલિતાકળા અને આર્ટ, નૃત્ય અને સંગીત વગેરે દ્વારા જાતીય અને યૌન દુરાચાર માટેના અનેક રસ્તાઓ ખોલી દીધા છે અને તે એવી ભાવનાઓમાં એવો આવેગ ઊભો કરે છે કે માણસ એક સ્ત્રી પર સંતોષ કરી જ ન શકે. પરંતુ બીજી બાજુ એકપત્નીત્વને

કાનૂની રીતે લાગુ કરવા માગે છે. પશ્ચિમી સભ્યતાના આ ધ્વજવાહકોને છેવટે શું અધિકાર છે કે તેઓ બહુપત્નીત્વના કાયદેસર માર્ગને બંધ કરે.

તલાકના સંદર્ભમાં પણ હિંદુ કૉડ ઈસ્લામના તલાકના કાનૂનના તદ્દન વિરુદ્ધ છે અને આધુનિક સંસ્કૃતિથી એકરૂપ છે. તેણે તલાકનો અધિકાર પુરુષને નહીં, બલ્કે અદાલતને આપ્યો છે. જો કોઈ વ્યક્તિ પોતાની પત્નીને તલાક આપવા માગતો હોય અથવા પત્ની છુટાછેડા લેવા માગતી હોય, તો પતિ કે પત્નીએ અદાલતમાં અરજી કરવાની હોય છે. જો અદાલત કૉડમાં ઉલ્લેખિત કારણોમાંથી કોઈ કારણને આધાર બનાવીને તલાકની ડિક્રી (Decree, હુકમ) આપી દે છે, તો બંનેમાં છુટાછેડા થઈ જશે, પરંતુ અદાલત તલાકની કોઈ એવી અરજી પર વિચાર નહીં કરે, જે લગ્નના ત્રણ વર્ષના અંદર કરવામાં આવી હોય.

ઈસ્લામે પુરુષને તલાકનો અને સ્ત્રીને 'ખુલા'નો અધિકાર આપ્યો છે. હિંદુ કૉડમાં આ બંને વાતો સામેલ નથી, અર્થાત્ ન પુરુષને તલાક આપવાનો અધિકાર છે અને ન પત્નીને 'ખુલા' પ્રાપ્ત કરવાનો, બલ્કે બંને એ વાતના પાબંદ છે કે પોતાનો મામલો અદાલતમાં લઈ જાય. આમાં જે ખરાબી છે તે જાહેર છે. સ્ત્રી અને પુરુષના મામલાઓ હંમેશા અદાલતની સામે લઈ જવા કંઈ સારી વાત નથી અને પછી કાનૂની રીતે આરોપ સાબિત કરી બતાવવો પણ સરળ નથી હોતો. પરંતુ આ પ્રકારની કાનૂની ગૂંચવણો ઊભી કરવાનું પરિણામ કાં તો એ હશે કે પુરુષ તલાકના ચક્કરમાં પડવાને બદલે પત્નીને એમ-ને-એમ છૂટી કરી દેશે અને તેનું જીવન તંગ કરી નાખશે, અથવા તો પછી તેના ઉપર ખોટા અને ઘૃણાસ્પદ આરોપો મૂકીને મામલાને અદાલતમાં લઈ જશે, જેથી અદાલતથી પોતાની તરફેણમાં ચુકાદો મેળવી શકાય. એ જ પ્રમાણે સ્ત્રી માટે એ મુશ્કેલી ઊભી થશે કે જો તે પુરુષથી છૂટકારો મેળવવા માગે છે, તો 'ખુલા'નો સરળ રસ્તો અપનાવી નહીં શકે, બલ્કે તેણે અદાલતના ચક્કરો કાપવા પડશે, અને જો અદાલતનો નિર્ણય તેના પક્ષમાં ન આવે, તો ફરી એ જ પતિની સાથે ગુજારો કરવાની

સ્થિતિ શું હશે, જેના વિરુદ્ધ તે પોતાનો મામલો અદાલતમાં લઈ ગઈ હતી ? જો દૂરગામી પરિણામોને નજરમાં રાખવામાં આવે તો વિશ્વાસથી કહી શકાય તેમ છે કે તલાકનો અધિકાર પુરુષના હાથમાંથી છીનવી લેવો અને અદાલતને સોંપી દેવો સ્ત્રી માટે લાભપ્રદ નથી હોઈ શકતું, બલ્કે તેના માટે હાનિકારક હશે.

એક પ્રશ્ન એ પણ ઊભો થાય છે કે જો તલાકનો અધિકાર પુરુષના હાથમાંથી છીનવી લેવામાં આવ્યો, પરંતુ કોઈ મુસલમાને, આમ છતાં, શરઈ પદ્ધતિ અનુસાર પોતાની પત્નીને તલાકે-બાઈન આપી દીધી, તો આ સ્થિતિમાં ખરેખર શું થશે ? કાનૂન તો આ તલાકને સ્વીકારશે નહીં. જાણે કાયદેસર રીતે તલાક આપી દીધા પછી પણ તેણે તેને પોતાની પત્ની બનાવી રાખવી પડશે, જ્યારે કે શરીઅતની દૃષ્ટિએ તે તેની પત્ની નથી રહી ! એ જ પ્રમાણે જો પુરુષ એ જુએ કે તેની પત્ની બીજાની સાથે અવૈધ સંબંધો બાંધી રહી છે, પરંતુ અદાલતમાં તેનો પુરાવો ન આપી શકતો હોય અને તલાકનો અધિકાર તેનાથી છીનવી લેવામાં આવ્યો હોય, તો તે તેને પોતાની પત્ની બનાવી રાખવા માટે મજબૂર હશે. આ પરિસ્થિતિ એક મુસલમાન માટે, જેની દૃષ્ટિએ નૈતિકતા, પવિત્રતા અને શીલ જીવનની દોલત હોય છે, કેટલી પરેશાનીનું કારણ હશે ?

ભરણપોષણના સંદર્ભમાં હિંદુ કૉડમાં કહેવામાં આવ્યું છે કે અદાલત દ્વારા પતિ-પત્ની વચ્ચે જ્યારે લગ્નવિચ્છેદ કરાવી દેવામાં આવશે, તો પુરુષ અને સ્ત્રી બંનેની આર્થિક સ્થિતિને સામે રાખીને અદાલત પુરુષ કે સ્ત્રી ઉપર ભરણપોષણની જવાબદારી ત્યાં સુધી તેના શિરે મૂકી શકે છે, જ્યાં સુધી અરજદાર બીજા લગ્ન ન કરી લે અથવા બંનેમાંથી એકનું અવસાન ન થઈ જાય. જાણે ન્યાય અને સમાનતાનો તકાદો એ ઠરાવવામાં આવ્યો કે જે પ્રમાણે પુરુષના શિરે ભરણપોષણની જવાબદારી નાખવામાં આવે છે, તે પ્રમાણે સ્ત્રી ઉપર પણ આ જવાબદારી નાખવામાં આવે; જો કે બંનેમાં હવે દાંપત્યનો સંબંધ બાકી રહ્યો નથી, તેમ છતાં ભરણપોષણની જવાબદારી

બાકી રહી શકે છે ! આનો અર્થ એના સિવાય બીજો કયો હોઈ શકે છે કે તલાકને વધારે મુશ્કેલ બનાવી દેવામાં આવે, પરંતુ એ નથી વિચારવામાં આવતું કે તેનું પરિણામ શું આવશે ? આ પરિસ્થિતિમાં, જ્યારે કે પુરુષ પત્નીને રાખવા ન માગતો હોય અને તેને છોડી દેવામાં પણ અસામાન્ય મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હોય, તો તે સ્ત્રીના જીવનને તંગ કરી નાખવાની અનેક યુક્તિઓ કરી શકે છે.

વારસાના સંદર્ભમાં હિંદુ સકસેશન એક્ટ-૧૯૫૬ અમલમાં છે. તેને પણ સામાન્ય રીતે હિંદુ કૉડ જ કહેવામાં આવે છે અને તેનો આધાર પણ હિંદુ શાસ્ત્રો નહીં, બલ્કે આધુનિક દૃષ્ટિકોણો પર છે. આ કૉડમાં વારસાની વહેંચણી માટે જે નિયમો નક્કી કરવામાં આવ્યા છે, તેનો સાર નીચે મુજબ છે :

- વારસો સૌપ્રથમ પહેલા વર્ગના લોકોમાં વહેંચી નાખવામાં આવશે અને આ પહેલા વર્ગના વારસદારોમાં પુત્ર, પુત્રી, વિધવા, માતા, પૌત્ર અને પૌત્રી, જેમના પિતાનું અવસાન દાદાની હયાતીમાં થઈ ગયું હોય, સામેલ છે. તેમાંથી દરેકને સમાન હિસ્સો મળશે; અલબત્ત પૌત્રો અને પૌત્રીઓને સંયુક્ત રીતે ફક્ત એક હિસ્સો મળશે.
- જો પહેલા વર્ગના વારસદારો ન હોય, તો વારસો બીજા વર્ગના વારસ-દારોમાં વહેંચવામાં આવશે અને આમાં પહેલા વર્ગને બીજા વર્ગ પર અને બીજા વર્ગને ત્રીજા વર્ગ ઉપર પ્રાથમિકતા આપવામાં આવશે. પહેલા વર્ગમાં ફક્ત પિતા વારસદાર છે. બીજા વર્ગમાં પૌત્રીનો પુત્ર અને પુત્રી, ભાઈ અને બહેન છે. ત્રીજા વર્ગમાં નવાસાનો પુત્ર અને પુત્રી તથા નવાસીનો પુત્ર અને પુત્રી સામેલ છે. ચોથા વર્ગમાં ભત્રીજો, ભાણેજ તથા ભત્રીજી અને ભાણજી સામેલ છે. પાંચમા વર્ગમાં દાદા અને દાદી, છઠ્ઠા વર્ગમાં પિતાની વિધવા અને ભાઈની વિધવા, તથા સાતમા વર્ગમાં કાકા અને ફઈ સામેલ છે.
- મૃતક જો સ્ત્રી છે, તો તેની સંપત્તિ સૌપ્રથમ પુત્રો, પુત્રીઓ (પૌત્રો અને પૌત્રીઓ સહિત, જેમના પિતાનું અવસાન દાદીની હયાતીમાં થઈ ગયું

હોય અને જેમનો હિસ્સો સામૂહિકરૂપે પોતાના મૃતક પિતાના હિસ્સાના બરાબર હશે) અને પતિમાં વહેંચાશે. બીજા વર્ગમાં પતિના વારસ-દારોમાં, ત્રીજા વર્ગમાં માતા અને પિતામાં, ચોથા વર્ગમાં પિતાના વારસદારોમાં અને છેલ્લે માતાના વારસદારોમાં વહેંચાશે.

આ વારસાનો કાનૂન, જેને થોડાઘણા અંશે ફેરફાર કરીને સમાન સિવિલ કૉડનુ ં રૂપ આપવામાં આવશે, ઈસ્લામના વારસાના કાનૂનથી મૂળભૂત રીતે અલગ છે. ઈસ્લામે પુત્રીનો હિસ્સો પુત્રની સરખામણીએ અડધો રાખ્યો છે, જેનું કારણ અમે ઉપર બતાવી ચૂક્યા છીએ, પરંતુ આધુનિક સભ્યતાએ તથ્યો અને વાસ્તવિકતાઓની અવગણના કરીને સમાનતાનો આંધળો સિદ્ધાંત સ્થાપિત કર્યો છે, જેને અનુલક્ષીને પુરુષ અને સ્ત્રી બંનેને એક જ સ્તર પર મૂકી દેવામાં આવી રહ્યા છે અને આ જ સભ્યતાના પ્રભાવ હેઠળ હિંદુ કૉડમાં પુત્ર અને પુત્રીનો હિસ્સો બરાબર યથાવત રાખવામાં આવ્યો છે, નહિં તો હિંદુઓમાં સ્ત્રીને ભાગ આપવાનો રિવાજ જ ક્યાં હતો ? જાણે એક પરાકાષ્ઠા એ હતી અને બીજી પરાકાષ્ઠા આ છે! પરંતુ ઈસ્લામનો માર્ગ આ બંને અંતિમવાદી વલણના દરમ્યાન સંતુલન અને ન્યાયનો છે.

ઈસ્લામે પત્નીનો હિસ્સો સંતાન ન હોવાની સ્થિતિમાં ૧/૪ અને સંતાન હોવાની સ્થિતિમાં ૧/૮ નિર્ધારિત કર્યો છે. માતાનો હિસ્સો સંતાન હોવાની સ્થિતિમાં ૧/૬ અને સંતાન ન હોવાની સ્થિતિમાં ૧/૩ નક્કી કર્યો છે. પરંતુ હિંદુ કૉડમાં માતા અને વિધવા પુત્ર-પુત્રી સૌનો હિસ્સો એક સરખો છે.

ઈસ્લામે પિતાનો હિસ્સો સંતાન હોવાની સ્થિતિમાં ૧/૬ અને સંતાન ન હોવાની સ્થિતિમાં પત્ની અને માતાને આપ્યા પછી બાકી સંપત્તિનો વારસદાર પિતાને ઠેરવ્યો છે, અને તેમાંથી કોઈ હયાત ન હોય તો પિતા તમામ સંપત્તિનો વારસદાર હશે. પરંતુ હિંદુ કૉડમાં પિતાને બીજા વર્ગના વારસ-દારોમાં મૂકવામાં આવેલ છે, જેનો અર્થ એ થયો કે પહેલા વર્ગના વારસદારો, જેમ કે પુત્ર, પુત્રી, પત્ની અને માતાની હયાતીમાં પિતાને કંઈ જ નહીં મળે. આધુનિક સભ્યાતાનો ન્યાયનો દૃષ્ટિકોણ એ છે કે માતાને

હિસ્સો અનિવાર્ય-પણે મળવો જોઈએ, પિતાને આપવાની શું જરૂર છે !

ઈસ્લામે સૌથી નજીકના રિશ્તેદારોની હયાતીમાં બીજા રિશ્તેદારો માટે હિસ્સો નિર્ધારિત નથી કર્યો. અલબત્ત, તેમના માટે ૧/૩ ની મર્યાદા સુધી વસિયતની છૂટ રાખી છે અને અનાથ પૌત્રોના પ્રશ્નનો ઉકેલ પણ તેમાં મોજૂદ છે. પરંતુ હિંદુ કૉડમાં આનો અલગ ક્રમ અપનાવવામાં આવ્યો છે અને સૌથી નજીકના રિશ્તેદારો (સંબંધીઓ)ની હયાતીમાં બીજા રિશ્તેદારોને હિસ્સો અપાવ્યો છે.

વર્તમાન હિંદુ કૉડમાં, આમ તો ઈસ્લામના વારસાના કાનૂનથી ફાયદો ઉઠાવવામાં આવ્યો છે; જેમ કે પુત્રીઓને હિસ્સો અપાવવો વગેરે. પરંતુ આ કૉડ ઈસ્લામના વારસાના નિયમોથી મૂળભૂત રીતે અલગ છે. તેથી જો તેણે સમાન સિવિલ કૉડનું સ્થાન પ્રાપ્ત કરી લીધું, તો મુસલમાનો માટે ભિન્ન-ભિન્ન પ્રકારની સમસ્યાઓ ઊભી થઈ જશે. કોઈ રિશ્તેદારને શરીઅતે નક્કી કરેલ હિસ્સાથી ઓછું મળશે અને કોઈને તેનાથી વધારે મળશે અને કોઈ તદ્દન વંચિત રહી જે. આ સ્પષ્ટ રીતે અન્યાય અને અતિરેકની વાત હશે. જેને શરીઅતે નક્કી કરેલ હિસ્સાથી વધારે મળશે તે તેના માટે જાયઝ (વૈધ) નહીં હોય, કેમ કે તેને મળેલ સંપત્તિ બીજાના હક્કના હનન ઉપર આધારિત હશે. પરંતુ શું થઈ શકે - સમાન સિવિલ કૉડના સમર્થકો મુસલ-માનોને હરામ (અવૈધ) ધન-દોલત ખાવા માટે મજબૂર કરવા માગે છે !

## દેશના બંધારણની કલમ-૪૪

મુસ્લિમ પર્સનલ લૉમાં ફેરફાર માટે દેશમાં જે આંદોલન ચલાવવામાં આવી રહ્યું છે, તેનો આશય વાસ્તવમાં મુસ્લિમ પર્સનલ લૉને સંપૂર્ણપણે સમાપ્ત કરવા અને તેની જગ્યાએ એક એવા સિવિલ કૉડને લાગુ કરવાનો માર્ગ તૈયાર કરવાનો છે, જે તમામ વર્ગો, જૂથો અને સમુદાયો માટે એકસમાન હોય, જેમાં મુસ્લિમ અને બિનમુસ્લિમનો કોઈ ભેદ ન હોય અને ઈસ્લામનો અથવા બીજા કોઈ ધર્મનો કૌટુંબિક કાયદો બાકી ન રહે. આ આંદોલનનું મૂળ વાસ્તવમાં પશ્ચિમી સભ્યતા અને ભૌતિકવાદી જીવનદૃષ્ટિકોણ છે,

પરંતુ ભારતના બંધારણની કલમ-૪૪ એ, જે માર્ગદર્શક સિદ્ધાંતોમાંથી એક છે, તેના માટે આધાર પૂરો પાડ્યો છે. કલમ-૪૪માં કહેવામાં આવ્યું છે કે :

The state shall endeavour to secure for citizens a uniform civil code throughout the territory of India. "રાજ્ય પ્રયાસ કરશે કે સમગ્ર દેશમાં નાગરિકો માટે સમાન સિવિલ કૉડ હોય."

પરંતુ બંધારણની આ કલમ બીજા માર્ગદર્શક સિદ્ધાંતોની જેમ રાજ્ય માટે કેવળ એક માર્ગદર્શક સિદ્ધાંતની હેસિયત ધરાવે છે અને તેના પર બંધારણના મૂળભૂત અધિકારો (Fundamental Rights)ને દરેક રીતે પ્રાથમિકતા પ્રાપ્ત છે, જેમાં કહેવામાં આવ્યું છે કે : "તમામ લોકોને સમાન રૂપે અંતરાત્માની સ્વતંત્રતા પ્રાપ્ત હશે અને પોતાના ધર્મને સ્વતંત્રતાપૂર્વક અપનાવવા, તેના પર અમલ કરવા અને તેના પ્રચાર કરવાનો પણ અધિકાર પ્રાપ્ત હશે." *(કલમ-૨૫)*

ધાર્મિક સ્વતંત્રતાની આ કલમને જોતાં કોઈ એવા સિવિલ કૉડ માટે અવકાશ ન હોવો જોઈએ, જેનાથી કોઈ પણ સમુદાય કે સંપ્રદાયનું ધાર્મિક સ્વાતંત્ર્ય છીનવાતું હોય અને તેને તેના ધર્મની શિક્ષાઓના વિરુદ્ધ અમલ કરવા માટે વિવશ કરવામાં આવે. જો આવું કરવામાં આવશે, તો તે ધર્મમાં ખુલ્લો હસ્તક્ષેપ હશે અને તે પછી બંધારણની આ બાંહેધરી કે લોકોને પોતાના ધર્મ પર અમલ કરવાની સ્વતંત્રતા હશે, શું અર્થ રહી જશે ? આશ્ચર્ય છે કે બંધારણની આટલી મહત્ત્વની કલમની અવગણના કરીને કલમ-૪૪ ને જ બધું જ સમજી લેવામાં આવી રહ્યું છે.

જ્યાં સુધી માર્ગદર્શક સિદ્ધાંતો (Directive Principles)નો સંબંધ છે, દારૂબંધીનું અમલીકરણ પણ માર્ગદર્શક સિદ્ધાંતોમાં સામેલ છે અને તેને લાગુ કરવામાં કોઈ ધર્મ અવરોધરૂપ પણ નથી, તેમ છતાં કેટલાય રાજ્યો એવા છે, જ્યાં હજુ સુધી તેને લાગુ કરી શકાયું નથી અને જે રાજ્યોમાં તેને લાગુ કરવામાં આવેલ છે, તે રાજ્યોમાં પણ ધીમે-ધીમે તેને વિદાય કરવામાં આવી રહ્યું છે; જેમ કે કેરાળામાં દારૂબંધી ઉઠાવી લેવામાં

આવેલ છે અને મહારાષ્ટ્રમાં પહેલા તો કાનૂનમાં જ ઢીલ મૂકી દેવામાં આવી, અને હવે સરકાર તેને તદ્દન સમાપ્ત કરી દેવા જ ઈચ્છે છે. (હાલ મોટાભાગના રાજ્યોમાંથી દારૂબંધી ઉઠાવી લેવામાં આવી છે, અથવા હળવી કરી નાખવામાં આવી છે.) છેવટે આ કેવો ન્યાય છે કે બંધારણના એક માર્ગદર્શક સિદ્ધાંતથી ઉપેક્ષા કરવા માટે બધી જ યુક્તિઓ અપનાવવામાં આવે અને બીજા માર્ગદર્શક સિદ્ધાંત, જે ખરેખર તો મહદ્અંશે વિવાદાસ્પદ છે અને જેનાથી ધર્મમાં ચોખ્ખો હસ્તક્ષેપ અનિવાર્ય થાય છે, લાગુ કરવા માટે હઠાગ્રહ કરવામાં આવે.

જ્યાં સુધી બંધારણની કલમ-૪૪ બાકી છે, સમાન સિવિલ કૉડનું આંદોલન જોર પકડતું રહેશે અને મુસ્લિમ પર્સનલ લૉ માટે હંમેશા ખતરો બની રહેશે, ચાહે સરકારના જવાબદાર લોકો મુસ્લિમ પર્સનલ લૉમાં ફેરફાર ન કરવાનો ગમે તેટલો વિશ્વાસ અપાવે અને ગમે તેટલા વચનો આપે, કેમ કે સરકારના લોકોના વચનોની સ્થિતિ સૌ-કોઈ જાણે છે.

અને આ વિશ્વાસ એટલા માટે પર્યાપ્ત નથી કે હોદ્દાઓ પર બિરાજમાન લોકો લોકશાહી વ્યવસ્થામાં બદલાતા રહે છે અને સરકારો પણ બદલાતી રહે છે. તેથી તેની શું બાંહેધરી કે સરકારના હોદ્દેદારો આજે જે વચન આપી રહ્યા છે, તેનું પાલન કાલે તેમના અનુગામીઓ પણ કરશે ? તેથી એ વાતની અત્યંત આવશ્યકતા છે કે બંધારણની આ કલમ કાં તો બાકાત કરી નાખવામાં આવે અથવા તેમાં એવો ફેરફાર કરી નાખવામાં આવે કે મુસ્લિમ પર્સનલ લૉની સપૂર્ણ સુરક્ષાની બાંહેધરી મળી જાય.

બંધારણના ઘડતરની એસેમ્બલીમાં જે વખતે બંધારણની કલમ-૪૪ પર વિચાર કરવામાં આવી રહ્યો હતો, ત્યારે મુસ્લિમ સંસદસભ્યોએ આમાં ઘણા ફેરફારો સૂચવ્યા હતા. જેમ કે, શ્રી મુહમ્મદ ઈસ્માઈલે (મદ્રાસ) નીચે મુજબ સંશોધન પ્રસ્તાવ રજૂ કર્યો હતો :

Provided that any group, section or community of people shall not be obliged to give up its own Personal Law, in case

it has such a law.

*(Directive Principles in the Indian Constitution by K.C.Markanden, P. 193)*

**“પરંતુ પ્રજાના કોઈ સમુદાય (કે સંપ્રદાય), ભાગ કે વર્ગ (કે પંથ)ને એ વાત માટે મજબૂર કરવામાં નહીં આવે કે તે પોતાના પર્સનલ લૉને ત્યજી દે, જો તે આવો કોઈ કાનૂન ધરાવતો હોય.”**

**બીજું સંશોધન શ્રી નઝીરુદ્દીન અહમદે રજૂ કર્યું હતું જે આ મુજબ હતું :**

Provided that the Personal Law of any Community which has been guearantted by the State shall not be changed except with the previous approval of the Union Legislature may determine by law. *(do page 193)*

**“પરંતુ કોઈ સમુદાયના પર્સનલ લૉમાં, જેની રાજ્યએ બાંહેધરી આપી છે, ફેરફાર કરવામાં નહીં આવે, સિવાય કે તે સમુદાયથી અગાઉથી મંજૂરી લેવામાં આવી હોય, એ પદ્ધતિથી જે કેન્દ્રીય કાનૂન-ઘડતર સંસ્થાએ કાનૂન દ્વારા તેના માટે નક્કી કરી હોય.”**

**તેમણે આ સંશોધનને રજૂ કરતાં સચેત કર્યા હતા કે આ કલમ (કલમ-૪૪) ધાર્મિક સ્વતંત્રતાની કલમથી ટકરાય છે અને જે બાંહેધરી આમાં આપવામાં આવી છે, તેને સંભવતઃ આ કલમ સમાપ્ત કરી દેશે.**

**ત્રીજું સંશોધન મહેબૂબઅલી બેગ બહાદુરે (મદ્રાસ) પ્રસ્તુત કર્યું હતું, જેના શબ્દો આ પ્રમાણે હતા :** Provided that nothing in this Article shall affect the Personal Law of the Citizen. *(do P. 193)*

**“પરંતુ આ કલમ નાગરિકોના પર્સનલ લૉને પ્રભાવિત નહીં કરે.”**

**ચોથું સંશોધન શ્રી બી. પોકર બહાદુરે (મદ્રાસ) રજૂ કર્યું હતું, જે મુહમ્મદ ઈસ્માઈલના સંશોધન જેવું હતું.**

**આ સંશોધનો પર તે વખતે બંધારણ-ઘડતર સભામાં ગરમાગરમ ચર્ચાઓ થઈ હતી, જેમાં કે. એમ. મુન્શી, એમ. આર. મસાની, એ. કે. ઐયર વગેરેએ વિશેષ રૂપે ભાગ લીધો હતો. કે. એમ. મુન્શીએ તો ત્યાં**

સુધી કહી દીધું હતું કે : It was the desire of the frames of the Constitution to divorce religion from Personal Law. *(do P. 195)*

“આ બંધારણની રચના કરનારાઓની એ ઈચ્છા રહી છે કે ધર્મને પર્સનલ લૉથી છુટાછેડા આપી દેવામાં આવે.”

તેમણે પોતાના ભાષણમાં તુર્કી અને મિસર (ઈજિપ્ત)ના સુધારાઓનો પણ સંદર્ભ આપ્યો હતો, પરંતુ ડૉ. આંબેડકરે મુસલમાનોને એ વિશ્વાસ અપાવ્યો હતો કે સમાન સિવિલ કૉડ તેમના ઉપર બળજબરીપૂર્વક થોપી દેવામાં નહીં આવે.

તેમણે કહ્યું હતું કે આગામી સંસદનું એ કામ હશે કે તેઓ એવો કાનૂન બનાવે કે સમાન સિવિલ કૉડ કેવળ એ લોકો પર લાગુ થશે, જે એ જાહેરાત કરશે કે તેઓ પોતાની મરજી અને ખુશીથી તેનું પાલન કરવાનું સ્વીકારે છે. આ વિશ્વાસ અપાવ્યા પછી ઉપર્યુક્ત તમામ સંશોધનો રદ કરી નાખવામાં આવ્યા હતા અને કાનૂનનો એ મુસદ્દો મંજૂર કરી લેવામાં આવ્યો, જે વર્તમાન બંધારણમાં કલમ-૪૪ના રૂપમાં જોવા મળે છે.

શ્રી મુહમ્મદ ઈસ્માઈલ (મદ્રાસ) મુસ્લિમ પર્સનલ લૉની સુરક્ષા માટે બંધારણના મૂળભૂત અધિકારોની કલમોમાં પણ નીચે મુજબની ધારાઓનો સમાવેશ કરવા માગતા હતા : To follow the Personal Law of the groups or Community to which he belongs or professes to belongs. *(Constitution Assembly Debates, Vol-VII, P. 721)*

“(તેને એ વાતની પણ સ્વતંત્રતા પ્રાપ્ત હશે કે) તે જે સંપ્રદાય કે વર્ગ (કે પંથ)થી સંબંધ ધરાવે છે અથવા સંબંધ રાખવા માગે છે, તેના પર્સનલ લૉ પર અમલ કરે.”

પરંતુ બંધારણ-ઘડતર સભાએ તેને પણ મંજૂર ન કર્યું અને હવે આપણા સામે એ જોખમ છે, જેને બંધારણની રચના થઈ રહી હતી તે વખતે જ અનુભવી લેવામાં આવ્યું હતું. રહી વાત ડૉ. આંબેડકરે અપાવેલ વિશ્વાસની, તો તેને મહત્ત્વ આપવાની વાત તો બાજુ પર રહી, કદાચ

શાસક વર્ગને તે યાદ પણ ન રહી હોય. તેથી હવે જરૂરત એ વાતની નથી કે હજુ વધારે વિશ્વાસ અપાવવામાં આવે, બલ્કે જરૂરત એ વાતની છે કે બંધારણમાં સંશોધન કરીને સ્પષ્ટ શબ્દોમાં મુસલમાનોને એ બાંહેધરી આપવામાં આવે કે તેમને તેમના પર્સનલ લૉ પર અમલ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા હશે. જ્યાં સુધી બંધારણમાં આ પ્રકારનો ફેરફાર નહીં કરાવી લેવામાં આવે, ત્યાં સુધી સમાન સિવિલ કૉડની તલવાર મુસ્લિમ પર્સનલ લૉના માથા પર લટકતી રહેશે.